# सदेवंत सावळींगा नाटकनां गायनो.

रचनार.

માસ્તર. નાનાલાલ વિ. મગનલાલ.

છપાવિ પ્રસિદ્ધ કરનાર.

રચનાર તથા શા. ડાહ્યાભાઈ લલ્લુભાઈ.



અમદાવાદ.

" એંગ્લો વર્નાક્યુલર પ્રીન્ટીંગ પ્રેસ"માં

નથુભાઈ રતનચંદ મારફતીયાએ છાપ્યાં.

આવૃત્તિ પેહેલી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૪૬—સને ૧૮૯૦.

કિમ્મત ૦-૧-૬ એક આનો.

# सदवंत सावलींगा नाटकनां गायनो.

## નાટકનાં પાત્રો.

સદવંત— ... ... ... ... કનકાપુરીનો રાજા
સાવલીંગા— ... ...કનકાપૂરીના નગરશેઠની પુત્રી.
ગુણમંજરી— ... ... ... સાવલીંગાની બાંદી
વીરમદે— ... ... ... ...પારાસુર ગામનો રાજા.
રૂપાસા— ... ... ... ...પારાસુર ગામનો શેઠ.

( જોગી, મેહેતાજી, છોકરાઓ, દરબારીઓ, સીપાઈઓ, સાહેલીઓ વીગરે. )

## પ્રવેશ ૧ લો.

(સાવલીંગાના મેહેલ નીચે જોગી ગાતો ગાતો જાય છે.)

જોગી— (સુકૃત કરના હોય સો કર લે–એ રાહ)

ભજી લેને કીરતાર, મુરખ મન, ભજી લેને કીરતાર;
શો છે જગતમાં સાર? મુરખ મન, ભજી લેને કીરતાર–ટેક.
પ્રીય મીત્ર પલક ન મુકે, તે પણ અલગ થનાર;
દેહ દીસે આ જળ પરપોટો, ફુંકે ફુટી જનાર. મુરખ૦
બેટા કેહેશે "બાપા બાપા" પ્રીયા બતાવે પ્યાર;
ધન દોલત કે માલ ખજાનો, સાથ ન આવે લગાર. મુ
સ્વારથ સ્વારથ સૌથી મોટો, સ્વારથે ભર્યો સંસાર;
"નાનો" મોહ માયા તજીને, અબ ઉતરો ભવપાર. મુર૦

**સાવલીંગા—** (જબકે કલંદર બનબન—એ રાહ).

ધર્મ ગુરૂજી, અરજ કરૂજી, ભીક્ષા લેવા આવોને !
ઘી, ગોળ, સર્વે આપું આજે, ભાંતે લાડુ ખાઓને !
લ્યો લોટ, ચોખા, દાળ, આપું શાકહું વિશાળ, (લ્યો)
કરીને રસોઈ તમે જમોજી આ ઠાર;
આર્શીવાદ આપો મને, આણી ઉર વ્હાલ. લ્યો૦

**જોગી**—(રૂપ નીરખી) **ગીતિ.**

અદ્ભુત રૂપ આ શું! અરે મેનકા છોડી ઈંદ્રિ ભૂવન;
આવી હશે આ સ્થળે, વશ કરવાને મનુષ્ય કેરાં મન.

**ગુણમંજરી—** (અફ્સોસ હમતો—એ રાહ.)

રે નણુદી સો ગજબ! અરે તમે કર્યો?
જરી વારમાં જોગીનો, જીવડો હર્યો. નણુદી૦
પાપ પુષ્કળ બાંધ્યું પલ્લે, એમાં નહી મણા;
જગ તાત શું જવા દેશે? અપરાધ જે ઠર્યો નણુ૦

**સાવલીંગા—** (દિલદારી કીનીરે એ રાહ.)

ભૂલ શી મારીરે (૨) અરે ઓ ભાભી?
છું બહુ રાંક, નથી વાંક, વાગ્યું કાંક, નેણુ બાણુ,
તેથી લાગી મુર્છા ભારી ભારીરે. ભૂલ૦
ફુટ્યું નશીબ એ જોગી જનનું, પાપ નાચ્યું એનું એને;
જો લગાર, દોછો આળ, શો વિચાર, કરીને ભારા ભારીરે.

જોગી— **કલ્યાણ.**

અજબ જેવી વાત, પાડગો ચત્તાપાટ;
ઝડપ દેઈ વીજળી, ઝડ આવી ખરેખાત.—(ટેક).
આટો ઉર રૂચે નહીં મુજને. પ્રીતીપર છે પ્યાર;
સુંદરી સેહેલ કરાવો તેની, થઈ મારી દિલદાર અ૦

સાવ—રોયા રજ વિચાર કરી તું, કાઢય છેમે વચન;
નહીં તો એક ઘડીમાં તારૂં, તોડાવું હું તન. મુ૦
મુર્ખ દૂર થા, અહીંથી ઝટ જા;
નહીં તો તારી હાલ હું, ઉરાડું છું મજા,—ટેક.
(સારમાહેની જાત છે.)

---

## પ્રવેશ ૨ જો.

(જોગી ગાંડાની માફક બકે છે તે સદેવંત સાંભળે છે.)

જોગી— **સોરઠની ગજલ.**

આકાશમાંથી ઉરવશી, આવી વળી શું અહીં કને;
છળે જનોનાં ચિત્તડાં, કારે કલેજું તે ખરો
છે ચાલ હંસ ગતી કદળી શું, ઝંગ જાણુકે દામની.
કટી કેશરી કુચ પુષ્પ ગોટા, કમળ મુખ છે કામની.
મૃગ ચક્ષુ ચપળ ચકોર, વેહણી શ્યામ કેશ છટાવતી,
હાય! ધરણી ઢાળ્યો મુજને, દુઃખ થાય છે તે અતિ.

સદેવંત—(મોહ પામીને) **ગીતિ.**

પ્રીતિ પાસ પંઝામાં, સપડાયો એ સુંદરી હું આજે;
મન માયા મુંઝાવે, ખરી ખોળ હું જઉં લેવા કાજે.

# પ્રવેશ ૩ જો.

(સાવલીંગા સખીયો જોડે ગરબો ગાય છે. સદેવંત
ગુપ્તપણે સાંભળે છે.)

**સાવલીંગા**— (માઢ. મેરા ગમકા તરાના.—એ રાહ,)

એની ગાઈએ ગીત, ધરીને પ્રીત, હળી મળી સૌ આજ,
આવે હૈયામાં હિત, સંસારી રીત, રમો ખચિત્ત. હળી.
આરાસુરી અંબેમાતને, પ્રેમે કરી પ્રણામ,
ગુણો ગાઈએ આજે અમે, સખી મંડળ તમામ;
તમે ધરજો તે ચિત્ત, કરીએ વિદિત, અમે ખચિત્ત. હળી.

(સખીઓ જાય છે સાવલીંગાને અટકાવીને.)

**સદેવંત**— (મહોલે પધારો માહારાજ. એ રાહ.)

હે રસીલી રંગીલી આજ, જાય કયાં? છોડું ન તુજને,
**સા**—પાલવ પકડતાં લાવો લાજ, સખી સંગે જવા દો મુજને
**સદે**—મનોહર મુખડું દેખીને, મોહ્યો મારો પ્રાણ;
**સા**—રાજકુંવર થઈ શું કરો, વણીકની સાથે પીછાણ! સખી.
**સદે**—પણુ પ્યારી આપું તને, સાક્ષીમાં શ્રીરામ;
તુજ વિના વરવી માહે, અવર વિનીતા હરામ. જાય.
**સા**—ગભરાઓ શું ગુણિયલ થઈ, છોજી ચતુર સુજાણ; સખી.
અવર પુરૂષ પીતા તુલ્ય છે,ફક્ત તમે મારા પ્રીયપ્રાણ
**સદે**—કુંવરી ક્યાં મળશો તમે, કહો તો આવું નિત્ય;
**સા**—વિદ્યાલયમાં આવજો, સા રહીશું સંગ ખચિત્ત. સખી.

## પ્રવેશ ૪ થો.

(નિશાળનો દેખાવ, છોકરાઓ રમે છે, વાંચે છે,)

**સાવલીંગા**—(સ્વગત) **દક્ષણી લાવણી.**

પ્રભુ હજુ સુધી નાવ્યા નાથ મારારે,
પુષ્કળ પ્રીત, રાખે નિત્ય, ખરે ખચિત મુજ ચિત્ત;
છબી વસી દિલ સારારે. પ્રભુ૦
વિરહ દુઃખે ઉઠે, અંગમાં અંગારારે;
પામું દુઃખ, ઘડી ન સુખ, ઉતરે મુખ, અંગ અસુખ;
વિના પ્રાણ પ્યારારે. પ્રભુ૦

(છોકરાઓ મસ્તાઈ કરે છે.)

**(શાકી શરાબ એકીલા—એ રાહ)**

૧ છોકરો—આવોને યાર, રમવા આ ઠાર,
૨ છોકરો—મારો પણ છે એજ વિચાર;
૩ છોકરો—મારે રમવાનો છે નકાર,
બધા સાથે—જા જા મુરખ તું ટોળી બ્હાર.
૨ છોકરો—લાવો ગેડી દડો છે ક્યાં ?
૧ છોકરો—મારી પાસે આ રહ્યા.
૩ છોકરો—ઉઠો ત્યારે શું બેસી રહ્યા,
**બધા સાથે**—ચાલો ચાલો રમવાને યાર,
**૪–૫ છોકરાઓ— ઈંગ્રેજી.**

**સાંભળો મેહેતાજી સાહેબ રમવા સૌ ગયા;**
**મુરખ મુરખ કહી અમને તે ચાલતા થયા.**

**મેહેતાજી**—જ્યારે તેઓ આવે ત્યારે સોટી મારૂં સાત;
લુચ્ચાઓ બહુ ફાટી ગયા કરે છે ઉતપાત.
(સદેવંત પ્રવેશ કરે છે, તે સાવલીંગાને જોઈ.)

**સદેવંત**—(સ્વગત.) **ગીતિ.**

પ્રાણ પ્રીયા છે પધારી, પાળવા "પણ" તે પોતાનું પ્રીતે;
પીતા તમને તેડાવે, માટે મેતાજી જાઓ કાહું એ રીતે,
(મેહેતાજીને)
મેહેતાજી બોલાવે. તાત બાહરા જાઓ તમે ઝટ;

**મેહે**—સાચવજો આ શાળા, મળી તેમને આવું છું ચટપટ.

**સદેવંત**—(છોકરાઓને)
રજા આજ હું આપું, માટે નાશી જાઓ તમારા ઘેર;

**છોકરા**—શાબાશ સદેવંતજી, થજો તમારે પુત્ર પુત્રીઓ તેર.

**સાવલીંગા**— **ખમાચ જીલ્લો પંજાબી.**

પ્યારા ! જરીએ ના થશો ન્યારા,
તલપ તલપ ચિત્ત પ્યારા ચમકે, ભેટવાને રઢીઆળા. પ્યા.
દર્શન પર્શન પ્રીતમ પેખી, મારે હર્ષ અંગે ઉછાળા. પ્યા.
પ્રીતમ પ્યારી ભેટયાં પરસ્પર, હોલાઈ કામ જ્વાળા. પ્યા.

**સદેવંત**— **બિહાગની ઠુમરી.**

રંગીલી પ્યારી સુરત આનંદ કારી;
તેથી જાઉં તુજપર વારી વારી. રંગીલી.
મધુર મધુર સુણી, વચન વાગે પ્રેમ કટારી. રંગીલી.
ધન્ય ધન્ય હે દિવસ, ધન્ય વાર ઘડી સારી. રંગીલી.
વિયોગ શત્રુ સદા સંતાપે, પ્રેમ પ્યારીનો સંભારી. રંગીલી.

## પ્રવેશ ૫ મો.

સહેવંત— (ક્ષત્રી કલંક કેમ લેશેરે. એ રાહ,)

આહા અજબ જેવી વાત, વણીક પ્રીયા વરી જશેરે,
થાય ગજબ પ્રભુ ખરેખાત, વિપરીત વાત તેથી થશેરે.
ક્યા સોનું ને પીતળ ચળકાટ, વણીક૦
ક્યા પલંગ અને ક્યાં ખાટ; વીતરીત૦
હેડ હાથે મણી જાય જેમ, વણીક૦
થયું હજામને હાથ રાજ તેમ, વીપરીત૦
નહીં નહીં કદી એમ બનનાર. વણીક૦
બસ બસ એને હુંજ પરણનાર; વણીક૦
કેમ ખબર આવી નથી હાલ વીપરીત૦
ચાલ જાઉં ત્યારે હુંજ તત્કાળ. વણીક૦

(સાવલીંગાની સખી પત્ર આપે છે.)

### બનજારો.

પત્ર વાંચી મળવા કાજે, પીયુ આવજો મંદીર આજે;
હું જરૂર આપીશ ત્યાંય, તમે બેસજો મંદીર માંહ્ય,
શણગારી સર્વે સાજે. પીયુ૦
પ્રેમ પાસે બંધાઈ પ્યારા, તમે પ્રાણજીવન છો મારા:
નહીં અવર મુજને છાજે. પીયુ૦
પત્ર વાંચી તજજો ઉદાસી, એમ જણાવે સાવલીંગા દાસી
દીલગીર થવું નવ છાજે૦ પીયુ૦

**સદેવંત—** ત્રીતાળી ચોપાઇ.

વાહ પ્રેમ પ્રીયા બહુ તારો, વશ કર્યો જીવડો મારો;
તારા વિના ઘડી નવ ગમે, પ્રેમ પાસ ખરે બહુ દમે.
ધીરજ બહું તું મને આપે, તોએ વિયોગ વધું સંતાપે;
હશે ચાલ હવે હું જાઉં, ઝટ પ્રાણપ્રીયા ભેગો થાઉ.



## પ્રવેશ ૬ ઠો.

(સદેવંત મંદીરમાં દરવાજા બંધ કરી સુઇ ગયો છે
સાવલીંગા પ્રવેશ કરી દ્વાર ખખડાવે છે પણ
જવાબ મળતો નથી.

**સાવલીંગા—** (મહોલે પધારો મહારાજ એ રાહ)
જાગો જાગો જીવન પ્રાણ, સદેવંત જાગો જલદી.
ઝટ ઉઘાડો મારી આંણ, સદેવંત જાગો જલદી.
શું થાઓ આમ અજાણ, સદેવંત જાગો જલદી; ટેક.
મસ્કરી કરો નહી માહરી, મન અતી મુંઝાય;
તલપ તલપ દિલ થાય છે, ઉઠે હૈયા માંહી લાય સદે૦
શમજુ શાણા થઈ તમે, અકળાવો આ વાર;
ઘટે નહીં ગુણિયલ અરો તમે લાવો યાંઈ વિચાર. સદે૦
અઘોર અંધારી રાતમાં, શીદ પડાવો પોકાર;
આલએલા ઉઘાડજો, હું માનું ખચિત ઉપકાર. સદે૦

( સદેવંત ન જાગવાથી અંદર જઈ તેના હાથમાં લખી
પોતે નિરાશ થઈ પાછી જાય છે)

**સદેવંત**—(જાગ્રત થઈ) **આશાગોડી.**

આશા હવે એક તારી, આરાસુરી, આશા હવે એક તારી- ટેક.
મેહેર નજરની માત નિહાળો, પુરો મનોવૃતી મારી. આરા૦
ઘણું વખતથી વિયોગ પ્રીયાનો, શરીર શોષે ભારી. આરા૦
વિઘ્ન વખનો વખત પડે તે, કૃપા કરી દો વિદારી. આરા૦
અરે! હરકત આ શેના દીસે, બારી હાથેલી મારી. આરા૦
આલસ્ય આવી ગઈ એ લાગે, નિરાશ થઈ પ્રાણ પ્યારી. આરા૦

(કૃપા કરજોરે દેવ મુનિ એ રાહ.)

પ્યારા મારારે આવી હતી આજ પ્રીતે,
પણ આપરે સુતાતા ઊંઘણસીની રીતે, ટેક.
જાગ્રત કરવા ઈલાજ ખોળ્યા મેં ઘણાં ઘણાં તમને ઢંઢોળ્યા,
તોયે આપ જરીન બોલ્યા, પ્યારા
મનમાં ઘણું ગભરાણી, ઝરમર વહે ચક્ષુએ પાણી;
નવ રહી શુદ્ધ બુદ્ધ કશાની. પ્યારા.

**સદેવંત**—( ક્રોધની ) ( ક્ષત્રી કલંકનો રાગ. )

મુંજે ગાંધી ગોળી આપી કેવી બસ પ્રીયાથી છુટા પાડયો સુનેરે
ખાતાં વેંત ઝટ કીધો નંદાવશ. પ્રીયા૦
કમાડ ઠોકી ઠોકી થાકી હશે તેહ. પ્રીયા૦
ત્યારે મંદીરમાં આવી ગઈ એહ. પ્રીયા૦
જોગી થઈ હું કરૂં એની શોધ. પ્રીયા૦
નહીં તો મરૂવીષ ખાઈ આણી ક્રોધ. પ્રીયા૦

**( જોગી થઈને શોધમાં જાય છે. )**

## પ્રવેશ ૭ મો.

**સદેવંત**—(માઢ મેરે ગમતકા તરાના એ રાગ.)
અરે પ્રિયા વિયોગી, કામનો ભોગી,
થયો હું જોગી, મુકીને મારૂં રાજ;
મળે પ્રીત જે મોંઘી નથી જે સોંઘી,
થયા સંજોગી, મુકીને મારૂં રાજ.
ભગવા દેશે ભટક્યું વનમાં, કરવા તેની તપાસ;
હાથ આવે આવે નહીં સીધો રસ્તો, તેથી થયોનિરાશ:
હવે થાક્યો શોધી, બન્યો છું ક્રોધી.
થવા સંજોગી, મુકીને મારૂં રાજ.
(જવા માંડે છે પણ તે ઠેકાણે બે રસ્તા જોઈ ઉભા
રહે છે એટલામા એક મોટા પથ્થર ઉપર લ-
ખેલું નજરે પડે છે તે વાંચે છે.)

**દોહરો**

જરૂર જમણી બાજુએ, આવે પારાસુર ગામ;
ઘેર રૂપાસાને આવજો, ત્યા સરશે સૌ કામ;

**સદેવંત**—(વાંચ્યાં બાદ). **ગીતિ.**
મોતી જાણે મુક્યાં, એવા સુંદર દસ્તક આ લાગે;
ખચિત્ત મુજ પ્રીયાના, વિર વિલંબે જવુંજ ત્યાં આગે.



## પ્રવેશ ૮ મો.

( સદેવંત મોં ભેળો પાણી પીએ છે તે જોઈને. )

**દાસી**—(મનમાં) અરે લાલદેવ ઈસતરફ—એ રાહ.
થઈ રાજ કુમાર આમ શીદ કરે;
નીચે મ્હોડે નીર પીયે છે પશુપરે;
જોગી વેશ ધર્યો પણ નથી જોગી,
ખરે કોઈ છે તે પ્રિયાનો વિયોગી.

(સદેવંતને)—સમજુ શાણા થઈ પીયો આમનીર,

કારણ શું છે તેનું કહો મારા વીર;

**સદેવંત**—અરે! બાઈ આ શેહેરમાં કોની આંણ,

કહો કોણ દુઃખી કરો તે જાણુ.

**દાસી**—( કુંવરી કુંવર મારાં લાકડાં—એ રાહ.)

રાજા વિવેકી વીરભદ્ર, માહા ચતુર સુજાણ;

આંણા ફરે તેની પુરમાં, કરે સર્વે તે માન્ય  રાજા.

દુઃખી બાઈ એક માહરી, નામે સાવલીંગા;

રૈયત સુખી બીજી સૌ, નથી ચોર ધીંગા.  રાજા.

**સદેવંત**—દુઃખ એનુ દુર હું કરૂં, મારી પાસે ઉપાય;

કેહજે જોગી નવો આવ્યો છે, ઈચ્છે આવવા આંય. દુઃખ.

**દાસી**—ત્યારે ચાલો ઝટ ઉઠોને, તેડી જઉં તેની પાસ;

દુર કરશો દુઃખ એહનું, તો તે પુરશે આશ.  રાજા



## પ્રવેશ ૯ મો.

**સાવલીંગા**—( દેખી તેરી વફાદારી એ—રાહ. ).

આવો પ્યારા! પ્યારા! પ્યારા, મન મોહનજી મારા. (ટેક)

આશ અતિ ઉરમાં મળવા, વિજોગી! ઘણી મારા હૈયાહાર.

વેરી વિયોગ તલપાવે સુજને, ફરે બેહાલ; ખરે હાલમારા,

(સુંદર મુખ તુન્દિલ. એ રાહ.)

વ્હાલા! કયમ વિયોગ નિત્ય સહન કરૂં;
વિસરાય ન નામ દિલમાં બહુ બળું. વ્હલા૦
પ્રાણનાથ કહી પ્રીતિ માંહી પલળી!
શું? થઈ મુર્ખી જઉં તે ભૂલી વળી!
ખરે! જાણો કે કપડે લાગી છે ગળી!
રેન-ચેન--નથીરે નેન--મહીંરે ઘેન, શોક હું ધરૂં.વ્હાલા૦

(સદેવંતને દુરથી આવતો જોઈ,)

સાવલીંગા— (રસીલી છબીલી. એ રાહ).

• રંગીલા! રસીલા! પ્યારા! જાઉં હું વારી;
પ્યારા કેરાં મનહર મુખપર પ્યારી. રંગીલા૦

સદે—પ્રાણથી પ્યારી મારી કામની જવાળા;
ભેટી: શોભે સજોડ આનંદી રૂપાળી. રંગીલા૦

(બંન્ને ભેટે છે એટલામાં રૂપાસા પ્રવેશ કરે છે.)

રૂપાસા— બેત.

ઉભોડે તું હજામડીના, ધડમાં મારા પેઠો ચ્યમ,
ગુલાબ જેવી પ્યાડી માડી, તેને બાઝે સુંડ કયમ;
કમબખ્ત્રી આવીસે તાડી, મુચ્છ નહીં તો માડું માર,
પાડકા ધડમાં પેઠી લુચા, શું તું કાહાડવાનો સાર.

(સીપાઈઓ આવે છે ને સદેવંતને રાજા પાસે લઈ જાય છે.)

## પ્રવેશ ૧૦ મો.

(વીરમદે રાજા રાજ્યાસન બેઠા છે ત્યાં આવીને અરજ કહેછે.)

**રૂપાસા**— (દયાળુ દેવ, કૃપાળું તું. એ રાહ.)

સુણો માહારાજ, કહું વિનતી, અરે બોલતાં, જીભ ઉપડતી નથી
લગણાં પડણો, નવી નાડી, હરી જાય આ, પ્યાડી માહડી;
કરી તોફાન, બાજ્યો સેતાન, કડો શીક્ષા, મુકો મશાન,
આડજ માડી, ઘડો ઉંડમાં, નકડ જઈએ, બીજા પુડમાં.

**વીરમદેવરાજા**— **ત્રીતાળી ચોપાઇ,**

ગુન્હેગાર કહે વાત તારી, કેમ હરણુ કરે એની નારી,
જોગાભ્યાસને એ નહીં છાજે, તેથી તો તમગુરૂ લાજે.

**સદેવંત**— (મુજ ઉપર ગુજરી પીતા. એ રાહ.) *

માહારાજ સુણો મુજ વાત કહુછું સત્ય,
ભેખ ધર્યો પ્રીયાને કાજ કર્યું આ કૃત્ય;
નાની વયમાં લગ્ન થયાં અમારાં એનાં,
વદે વણીક જુઠાં વેણુ સત્ય નહી એનાં.
અમ લગ્નની જાણી વાત એના પીતાએ;
બહું બળ કરી સોંપી, લીધી રૂપાસાએ;
સાવલીંગા રાખવા સત તજતી પ્રાણ,
તેને બચાવી લીધી દાસીએ સુજાણ.
સૌ પરણવાનો પોશાક દાસીએ પેહેર્યો,
છુપાવવા છાનું મુખ ઘુંઘટો ઘેર્યો;
કરી કળા પરણી દાસી રૂપાસા સાથે,
સાવલીંગા સત બંધ રહી માહરા માટે.

**વીરમદે રાજા—** **ગીતિ.**

જાઓ સીપાઈ જલ્દી, બોલાવી લાવો સાવલીંગાને અહીં;
દાસીને પણ સંગે, કે'જો રાજા બોલાવે દરબાર મહીં.

**વીરમદે રાજા—** **(હે ચાંપરાજ એ રાગ)**

હે દાસી સુણ (૨) સૌ વાત કરે સત્ય તારી;
નહી તો ગુન્હેગાર આજે ઠરીશ નક્કી મારી.
રૂપાસા સંગે (૨) કહે પરણી'તી કોણ નારી;
શરમ છોડીને સર્વ કે'હે તું અહીં વિસ્તારી.

**દાસી—** **કલ્યાણી.**

પારાસુરી રાજ, સત્ય સૌ આજ—ટેક.
જેવું બન્યું તેવું કહું રાખું નહીં લાજ;
સાવલીંગાએ પ્રીત કરી સદેવંતની સાથ
ગુપ્તપણે ગાંધર્વ લગ્ને મેળવ્યા બન્ને હાથ. પારા૦
રૂપાસાની સાથે રાજન, થયાં મારાં લગ્ન;
માટે તેની સાથે હું તો, રહીશ થઇને મગ્ન. પા૦
જીવ બચાવવા બાઇ તણો કીધો એ ઉપાય;
અસત્ય વચન ઉચરી હોઉં તે, પૃથ્વી પ્રલય થાય. પા૦

**વીરમદે—** **ગીતિ.**

ખરી વાત છે દાસી, માટે જા તું રૂપાસાની સાથ;
સદ્દગુણી સાવળીંગા, ગ્રહો રંગેથી સદેવંતનો હાથ.
દંપતી સુખી રેહેજો. રેહેજો સદા આનંદી નિર્ભય;
પ્રભુ પ્રતાપે પામ્યા, શત્રુ સાથે સપટ જય! જય! જય!!!

**સમાપ્ત.**

# અમારી ઑફીસમાં વેચાતાં પુસ્તકો.

| મોટાં નાટકો. | રૂ. આ. પૈ. | ગાયનો | રૂ. આ. પૈ. |
|---|---|---|---|
| ભરથરી નાટક. | ૧—૦—૦ | ભર્તુહરીનાં ગાયનો. | ૦—૨—૦ |
| ચાંપરાજહાડાનું નાટક. | ૧—૦—૦ | ચાંપરાજ હાડાનાં ગાયનો. | ૦—૨—૦ |
| ઉદેપુરના રાણો રાજસીંહ. | ૧—૦—૦ | રાણારાજસીંહનાં ગાયન. | ૦—૨—૦ |
| વિલાસચંદ્ર નાટક. | ૧—૦—૦ | પૃથુરાજરાઠોડનાં ગાયન. | ૦—૨—૦ |
| સુબુદ્ધિ સત્ય દર્શક. | ૧—૦—૦ | હરીશ્ચદ્ર તારામતી ગા. | ૦—૨—૦ |
| રાણકદેવી રાહખેંગાર. | ૦—૮—૦ | વનરાજ ચાવડાનાં ગાયન. | ૦—૧—૦ |
| રૂપસીંહ નાટક. | ૦—૬—૦ | ચંદન મલયાગરીનાં ગાય. | ૦—૨—૦ |
| ભર્તુહરી (ભાવનગરનું). | ૦—૬—૦ | સદેવંત સાવલીંગા નાટક. | ૦—૧—૦ |
| પ્રતાપસીંહ રૂપસુંદરી ના. | ૦—૬—૦ | રાણકદેવી રાહખેંગાર. | ૦—૧—૦ |
| ઉદેપુરના પ્રતાપસીંહ ના. | ૦—૩—૦ | શાકુન્તલા નાટકનાં ગાયન. | ૦—૨—૦ |

| વાર્તાઓ | | ફારસો | |
|---|---|---|---|
| સદેવંત સાવળીંગાની વા. | ૦—૧—૬ | મી. ફુલણજીનો ફારસ મો. | ૦—૨—૦ |
| ગુલબંકાવળીની વાર્તા. | ૦—૧—૬ | બાસુદીપુરીનો ફારસ. | ૦—૧—૦ |
| બરાસકસ્તુરીની વાર્તા. | ૦—૧—૬ | કજોડા દુઃખદર્શક ફારસ. | ૦—૧—૦ |
| સુંદર કામદારની વાર્તા. | ૦—૧—૬ | સ્ત્રી ચરીત્રનો ફારસ. | ૦—૧—૦ |
| મેના પોપટની વાર્તા. | ૦—૧—૦ | ગપ્પીદાસની ગપ્પ. | ૦—૧—૦ |
| ઓખાડીની રમુજી વાર્તા. | ૦—૧—૦ | હીરામાણેકનો ફારસ. | ૦—૧—૦ |

એ સિવાય ઘણી જાતનાં નાટકો, વાર્તાઓ, જૈનધર્મનાં, વિષ્ણુ ધર્મનાં, કિસ્સા, અર્થો વિગરે પુસ્તકો અમારી પાસેથી મળશે. જથાબંધ લેનારને કમીશન ઘણુંજ સારૂ આપવામાં આવશે. પત્રવ્યહવાર નીચેના શીરનામે રાખવો.

**માસ્તર, નાનાલાલ વિ. મગનલાલ.**

**અમદાવાદ—ગુસાપારેખની પોળ.**